ગુજરાત સાહિત્યસભા-સ્ત્રી વિભાગ.

# શરદુત્સવ



કિંમત ૧ આનો.


પ્રકાશક,

પદ્માવતી દેસાઇ.

ઇન્દુમતી દેસાઇ.

મંત્રીઓ.

ગુજરાત સાહિત્યસભા-સ્ત્રી વિભાગ.



૧૯૨૫. આવૃત્તિ ૧ લી. પ્રત ૬૦૦.





ઈન્દર મુદ્રણાલય, અમદાવાદ.

## ૧ "આવકાર"

સ્નેહના આ પુષ્પને સ્વીકારો, ઓ બ્હેનીઓ—સ્નેહના.
ધર્મ કર્મ ફરજને વિચારો ઓ બ્હેનીઓ— સ્નેહના.
દેશની સેવાના પાઠ વિશ્વમાં વંચાવો.
અંતરને અન્ય દુઃખે બાળો–ઓ બ્હેનીઓ— સ્નેહના.
ઐક્યતા વિમુખી ક્લેશ જોસથી જલાવો,
દેશને કર્તવ્યતાના દુંદુભી સુણાવો,
અજબ કોઈ દેશને સુધારો ઓ બ્હેનીઓ-- સ્નેહના.
દેશને હસાવો સુખ હીંચકે ઝુલાવો,
દેશ સુખકાજ દુઃખ આવે વધાવો,
જીવ્યાનું સાર્થક જગાવો ઓ બ્હેનીઓ— સ્નેહના.

"શ્રી ગરમાવળીમાંથી"

## ૨ "ઢોળશો મા"

ઢોળશો મા ! કોઇ ઢોળશો મા !
    વ્હાલાં ! સ્નેહનાં સલીલ ખાલી ઢોળશો મા !
પાત્રને પીછાણી પછી અંતર સહુ આપજો
જાણ્યા પિછાણ્યા વિના બોલશો મા !
    વ્હાલાં સ્નેહનાં સલીલ ખાલી ઢોળશો મા !
સજ્જનની સોબત સંસારને સુહાવે,
દુર્જનના સંગે નામ બોળશો મા !
    વ્હાલાં સ્નેહનાં સલીલ ખાલી ઢોળશો મા !
મુખમાં મીઠાશને હૃદયે હલાહલ
સોમલ સુવર્ણ ગણી તોળશો મા !
    વ્હાલાં સ્નેહનાં સલીલ ખાલી ઢોળશો મા '

[illegible]

## ૩ સુન્દરી શીળે ભરીરે

શીળા સરોવર ઝીલવાં,
સખી શીળા મનોહર મેધરે;
સુન્દરી શીળે ભરીરે.
શીળા શશીમુખ શેરડા,
એવા શીળા તારલીઆનાં તેજરે—સુન્દરી.
શીળી ઉષા અલબેલડી,
સખી શીળી સોહાગણુ સાંજરે—સુન્દરી.
શીળા પ્રભુજીના પેખણા,
સખી શીળાં તે શારદ રાસરે—સુન્દરી.
શીળા વીરાજીના વેલણા,
એવા શીળા ભાભી કેરા ભાવરે—સુન્દરી.
શીળુ પીયર શીળી સાસરી,
કાંઇ શીળો સમોવડ સાથરે—સુન્દરી.
શીળા સાસુ સસરા દાદા,
સખી શીળી વાલમની વાટરે—સુન્દરી.
શીળી નણુંદ ઉર નાગરી,
કાંઇ શીળો તે દૂધમલ દેરરે—સુન્દરી.
શીળી શીયળ કેરી છાંયડી,
સખી શીળા રમણુના રાજરે—સુન્દરી.

બોટાદકર.

## ૪ દૂધડાં

(ધોળમાં)

હારે કોઇ દૂધ લ્યો દીલરંગી.
શોખીલા શાણા ઉમંગી— હારે.

સાખી

કેફી પીએ કંસુંબલો, ગાંજો પીએ અબુધ.
દારૂ દીવાના પીએ, દાના પીએ દુધ— હારે.
હારે કોઇ દુધ લ્યો દીલરંગી.
શોખીલા શાણા ઉમંગી— હારે.

સાખી

એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ.
ત્રીજો રસ ગોરસ ભલો, પીએ કાયા હેમ— હારે.

સાખી

ગોરી ગરવી ગાયનાં ગોરા મારાં દુધ.
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુદ્ધ—હારે.

## ૫ "શરદનાં અજવાળીયાં"

આવ્યાં શરદનાં અજવાળીયાંરે બ્હેન!
પ્રકટયું છે પૂર્ણ બ્રહ્મ તેજ,
વિશ્વવાસીનારે બ્હેન!
ચંદ્રીનાં અમૃત સહુ ઝીલીએરે બ્હેન!
ઉગ્યાં સરવર રૂડાં પોયણાંરે બ્હેન!
એવી ખીલે છે ભાગ્ય વેલી!
વિશ્વવાસીનારે બ્હેન!
ચંદ્રીનાં અમૃત સહુ ઝીલીએરે બ્હેન!
આજે ઉત્સવ રસદેવનો રે બ્હેન!
રાસે રમીએને લૈએ લ્હાવ,
વિશ્વવાસીનારે બ્હેન!
ચંદ્રીનાં અમૃત સહુ ઝીલીએરે બ્હેન!

ચંદુલાલ પુરૂષોતમ.

## ૬ 'અનિલ' તું કહેજે

(દાંડીઆમાં.)

અનિલ તું કહેજે સંદેશો સ્વરાજ્યનો,
ગૃહે ગૃહે તું કહેજે સંદેશો સ્વરાજ્યનો,
પૂર્વ ને પશ્ચિમ પડ્યાં ભારતનાં બાળ જે,
ઉત્તર ને દક્ષિણે વસેલી આર્ય શક્તિને.
ભૂગર્ભમાં ને વ્યોમમાં વિહારિ હિન્દ-શક્તિને—કહેજે
આર્ય, જૈન, પારસી, આ વિશ્વમાં પ્રખ્યાત છે,
હિન્દ દેવી ખોળે રમે ઔર ખ્રીસ્તી ભ્રાત છે,
હિન્દુ, મુસલમાન, શીખ, ભારતી સંતાનોને—કહેજે.
સ્વરાજ્યને હિંદોળે હિન્દબાળને હિંચાવજે,
આર્યપત્નીઓને પાઠ ત્યાગના પઢાવજે,
સ્વરાજ્ય ભેરી નાદે ભારત વીરને જગાડજે—કહેજે.
પ્રેમ શૌર્ય હર્ષ આશને પ્રકાશ નેણમાં,
વિવેક સત્ય ન્યાય ને માધુર્ય હશે વેણમાં,
ઐક્ય ત્યાગ સંયમોના ધર્મને સમજાવજે.—કહેજે.

"અજ્ઞાત."

## ૭ *શરત્સુંદરી

(ગાડી આવી ગુજરાત-એ ચાલ કંઇક ફેરફાર સાથે.)

કાન્તિ મધુરી સુહાય, શરદ! તવ કાન્તિ મધુરી;
રસથી આ સૃષ્ટિ રસાય, રહે નવ લેશ અધુરી.

સાખી

નીલમનીલી ચુંદડી ઓઢી નિર્મલ અંગ,
તગતી તારલીઓ તણી મહીં ભાત ભરી નવરંગ,
અનુપમ ભાત ભરેલી—કાન્તિ૦
વિકસિત વદનસરોજ પર હસતું અવિરલ હાસ;
લલાટ ચંદ્રક રસભર્યો ત્સંચે રસીયાં ઉરે ઉલ્હાસ,
ઉરે અમીરેલ હરખતી—કાન્તિ૦

*ગુજરાત સાહિત્યસભાની હરીફાઈનું બીજું ઇનામ મેળવનાર ગરબો.

મ્હોરી ઉરની મંજરી અરપે મધુ અભિરામ;
પગની ઝરમર ઝાંઝરી ઝમકે તારી, શરદ! અવિરામ,
મનોરમ ઝાંઝરી પગની—કાન્તિ૦
કિલકિલ સ્વર સંગીત વહે, ઉર તારો ઝણુણાય,
તાલ પૂરે સમીરણુ ધીરે, મીઠ્ઠી ગાન સુરાવટ થાય,
મિલાવટ થાય સુરોની—કાન્તિ૦
જ્યોતિર્મયી ઓ સુન્દરી! ભરજે નસનસ નૂર;
સુભગ સરલ કરી આત્મને, કરજે તિમિર કરુ સહુ દૂર,
સદા દૂર અન્ધ તિમિરને—કાન્તિ૦

ચતુરભાઇ શંકરભાઇ પટેલ

## ૮ "દેશનું સોણલું."

(મંજીરાઆ સાથે.)

લાધ્યું સુહાગી દેવ-દેશ-કેરૂં સોણલું.
જાગ્યું મન વીણાનું ગાન અલબેલડી— લાધ્યું૦
ઝગહગતી તેજ રાશી આંજતીતી આંખડી.
દીઠું ત્યાં ભારતીનું સ્થાન અલબેલડી— લાધ્યું૦
શાન્તિની છાયા શું શરીર વસ્ત્ર શોભતું,
કાન્તિ છાયા શી ૐ ઝાલ અલબેલડી— લાધ્યું૦
ફરફરતી "ઐકય" કેરી ધ્વજા વાયુ વેગમાં
વહેતું ત્યાં સુખ સ્રોત્ર પુર અલબેલડી— લાધ્યું૦
ઉભય પાસ ભારતીની જોયા મેં પુત્ર બે
હિન્દુ મુસલમાન ભાઇ અલબેલડી— લાધ્યું૦
સ્મરણુ પટથી ખસે નહિ સ્વપ્ન સખી! દોણલું.
માનું એ સ્વપ્નને વધાઈ અલબેલડી— લાધ્યું૦

આંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

૯

હાંરે નંદકુંવર તારૂં નામ સાંભળીને,
આશા ભર્યાં અમે આવીયાં;
ગાય દોહતાં દોહણીરે ભૂલ્યાં,
વાછરડાં ધવડાવ્યાં—નંદકુંવર.
પીપલે પીપલે પાણી ભરતાં,
ડીકરીમાં ઘી તાવ્યાં;
નંદકુમારે જઇને વિણા વજાડી.
શા અર્થે બોલાવ્યાં—નંદકુંવર.
માય બાપની લજ્જા મેલી,
સહીયરે સ્હમજાવ્યાં;
મીરાંકે પ્રભુ ગીરધર ના ગુણ;
ચરણ કમળ ચીત ચલાવ્યા—નંદકુંવર.
મીરાંબાઇ.

## ૧૦ *'રઢિયાળી રાત'

(હીંચમાં.)

વ્હાલા ! ઉગ્યો પૂનમનો ચંદ્ર, ચાંદની ખીલી રહી.
ઝરે અમૃતરસ આનંદ, પોયણી ઝીલી રહી;
વ્હાલા ! ઉણી અણોસરી રાત, આજ અજવાળી થઇ,
કેવી ચકોરી થઇ રળીઆત, ચંદ્ર નિહાળી રહી !
વ્હાલા ! સરિતામાં સાગર પૂર, મસ્તી ખેલી રહ્યાં,
શાં ધરતીએ આભનાં નૂર, ઉજળાં રેલી રહ્યાં !
વ્હાલા ! ચંપો ને નાગરવેલ, મીઠડી વાતો કરે,
લઇ સંગે સોહાગણ હેલ, મોર ફુલાતો ફરે;
વ્હાલા ! સારસડાંના જોડ, સુંદર શોભી રહી;
એતો કંઇ કંઇ કરતી કોડ, મનડાં લોભી રહી;

* ગુજરાત સાહિત્યસભાની હરીફાઇનું પહેલું ઇનામ મેળવનાર ગરબો.

વ્હાલા ! હંસલા સરવર તીર, ચાંચુડી ચાંચે ઘસે,
જોઈ તારલા ઉંડે નીર, ચુપચુપ નાચે હસે !
વ્હાલા ! મોગરા સંગે વેલ, માલતી ફૂલી રહી,
એને ફૂલડે કરતી ગેલ, ચાંદની ઝૂલી રહી;
વ્હાલા ! વાયુ મધુરા સાથ, વાદળી ફેરા ફરે,
જુઓ એને પાલવડે નાથ, તેજનાં ઝેરા ઝરે;
વ્હાલા ! શી રઢિયાળી રાત, રૂપમાં માતી નથી !
આજ પિયુ હું તમ સંગાથ, ફૂલી સમાતી નથી.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.

## ૧૧ પૂર્ણિમા પાછી ઉગીરે !

સોળ સોળ પાંખડીના કમળ એ મંગાવ્યા,
ગણુનાં દિવસ હું તો થાકી;
કે પૂર્ણિમા પાછી ઉગીરે.
તોડું હું રોજ એક પાંખડી એ કમળની,
આજે રહી છે બે બાકી;
કે પૂર્ણિમા પાછી ઉગીરે.
શીળો સમીર યે ન લાવે સન્દેશડો,
નેડો રહી છું તોય રાખી;
કે પૂર્ણિમા પાછી ઉગીરે.
જોતી ઉભી હું વાત કાલિન્દીને કાંઠડે,
જાણ્યું થશે તમ ઝાંખી;
કે પૂર્ણિમા પાછી ઉગીરે.
જળમાં પડેલ ચન્દ્રબિમ્બ ગણી પ્રિયમુખ,
પૂજવા એ પાંખડીઓ નાંખી;
કે પૂર્ણિમા પાછી ઉગીરે.

જનાર્દન પ્રભાસ્કર.

## ૧૨ પ્રેમ સરોવર

ભર્યું ભર્યું સરવર ઝૂલતું રે,
 રમવાને ત્હાં રૂડું ચાલ મ્હારા વ્હાલમા.
ક્હાંડે ફુલ્યાં દેવ ફૂલડાં રે,
 એની ગૂંથીશું વરમાળ મ્હારા વ્હાલમા.
રૂડાં ફુલ રૂડલું સરોવરરે,
 રૂડલા અતિશય આપ મ્હારા વ્હાલમા.
કુંજની કુસુમલ છાયમાં રે,
 ભૂલશું જગત પરિતાપ મ્હારા વ્હાલમા.
જામી ઉપર પ્રભુની ઘટા રે,
 નીરો નીતિની વેલ મ્હારા વ્હાલમા.
પરિમલ પમરે છે પુણ્યનાં રે,
 ઝૂલો મહી અલબેલ મ્હારા વ્હાલમા.
પીશું પરમ પદનાં અમી રે,
 લેશું અમૂલખ લ્હાવ મ્હારા વ્હાલમા.
જગત જૂવે તારિ વાટડી રે,
 જીવનના જેમ જણાવ મ્હારા વ્હાલમા.
કમળો હસે જળ ઝીલતાં રે,
 નયનો હસે છે રસાળ મ્હારા વ્હાલમા.
ઉઠ ઉઠ પ્રિયતમ ઉઠને રે,
 પ્રેમસરોવર ચાલ મ્હારા વ્હાલમા.

નાનાલાલ દલપતરામ કવિ.

## ૧૩ "અમૃત ઘડુલી"

અમે તો લીધી છે આજ અમૃત ઘડુલી,
ભરીએ ભરીએને ઢળવીએ હો રાજ !— અમે.
સ્વર્ગની સુરગંગાએ એ સાંપડી,
જગતે ઢળવવા નિસરીએ હો રાજ !— અમે.
કંઈ કંઈ કરમાય છે માનવ કલિકા,
નેહે સુધાએ ભીંજવીએ હો રાજ !— અમે.
સ્નેહ સૌજન્યની દેવી અમે સહુ,
હોંસે હોંસે વિકસીએ હો, રાજ !— અમે.
દેવોનાં દ્વારનો અમુલખ આશનો.
મોંઘો સન્દેશો પાઠવીએ હો રાજ !— અમે.
નૈરાશ્યે ઘેરાયેલ કુમળાં ઉરોનાં,
અશ્રુ લુછીને હસવીએ હો રાજ !— અમે.

"કુસુમાકર"

## ૧૪ મારૂં મન લીધું રે લટકે

લીધુંરે લટકે મારૂં મન લીધુ રે લટકે,
વંદ્રાવનમાં વેણુ વગાડે,
વાંસ તણે કટકે, મારૂં મન લીધુંરે લટકે,
ગાતર ભંગ કર્યાં ગીરધારી;
અમને માર્યાં છે ઝટકે— મારૂં મન.
પાટ પીતાંબર હરિએ પહેર્યાં,
મોહી હું તો પીળુડે પટકે— મારૂં મન.
મીરાંબાઇ કે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ ચીત અટકે— મારૂં મન.

મીરાંબાઇ.

## १५ " આભાર "

સાદાં અમારાં નોતરા ને સાદાં દીધાં સન્માનરે
સ્નેહી સ્નેહે મળ્યાંરે.
હિત અમારૂં હૈયે લહીને સ્વીકાર્યા સત્કારરે
શાણાં હેતે ભર્યાંરે.
ત્યહાં ઉગી સખી એકલીને અહીં કૌમુદી સહકારરે
રસિયાં રાસે રમ્યાંરે.
સમી સન્ધ્યાનાં અમે નીસર્યા કાંઇ વિસર્યા ઘરને વ્હારરે.
મેમાન મોંઘા મળ્યાંરે.
ભાવે ભૂલો સહુ વીસરી અમ ઉણપને આહાર એ.
આભાર હૈયે ભર્યાંરે.

એક બહેન.

## १६ શરદપુનમની રળિયામણી રજની*

રાતલડી રળિયામણી, મનમોહનજી !
કરે ચાંદલિયો ચમકાર ! મનડું મોહ્યુંરે, મનમોહનજી ! ટેક०

શુભ ચંદ્ર ભાલે ધર્યો, મંગલ શુક્ર જ કર્ણ,
કંઠ ધરી મંદાકિની–માલા લલિત સુવર્ણ !
તારક યુત ધરી ચુંદડી, મનમોહનજી !
રમે રજની રસીલી સુરમ્ય ! મનડું મોહ્યુંરે, મનમોહનજી ! રાતલડી०

કમનીય કંકણ કર પરે, કરે મધુર રણકાર,
નેપુર ઘુઘરી પદ પરે, કરે છમક છમકાર !
તારા સખી સહુ સાથમાં, મનમોહનજી !

* ગુજરાત સાહિત્ય સભાની હરીફાઇમાં ત્રીજું ઇનામ મેળવનાર ગરબો.

રમે રજની રસીલો શો રાસ! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

ચંદ્ર ચઢી નભગોખમાં નિરખે મધુરું હાસ્ય,
મનમાં મગ્ન થઇ ઘણો હસે સુધામય હાસ્ય!
શરદચંદ્ર અલબેલડો, મનમોહનજી!
રહ્યો નિરખી રજની સાભિલાષ! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

જામે જ્યમ જ્યમ જામિની, ખીલે ચંદ્ર અપાર,
મુગ્ધનયનના નેહ શો વરસે અમીરસધાર!
રજની રસીલી તે ઝીલતી, મનમોહનજી!
રૂડી ફૂલડાં-કટોરી મોઝાર! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

શીયળવતી ને સાધવી, તેના સુખભંડાર,
ખોલ્યા પ્રભુએ ખાંતથી આ રાત્રિ મોઝાર;
પ્રેમભરી સતી પિયુ કને, મનમોહનજી!
જેમ સરિતા સાગરની પાસ! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

ખૂંચે ફૂલની પાંખડી, ખૂંચે ચંદ્રની ધાર;
વિરહી વામા વ્યાકુલી: નહિ નિકટ પ્રિય આજ!
હૃદયદેવ આરાધતી, મનમોહનજી
ઉર ધરતી ઉંડા અભિલાષ! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

શરદપૂનમ-રજની રૂડી, ઘડી ચમકીને જાય,
વરસ દિવસ વિત્યે સખિ, દોહલ દર્શન થાય!
શરદપૂનમ-રજની રૂડી, મનમોહનજી!
રેલે સૃષ્ટિ સુધારસ ધાર! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

સ્નેહ સુધારસ નિર્મલો, ભરો હૃદય મોઝાર,
રસની પવિત્રતા પારખી, શીયળની કરી પાળ;
પ્રીતમમાં ધરી પ્રીતડી, મનમોહનજી!
કરો જીવન સફલ સહુ નાર! મનડું મોહ્યુંરે, મનમોહનજી! રાતલડી૦

આશાશંકર પ્રભાશંકર પંડ્યા.

## ૧૭ બળેવ.

( શેરનો સુબો ક્યારે આવશે રે—એ ચાલ. )

ઉંચી ચઢું ને હેઠે ઉતરૂં રે,
જોઉં મારા વીરાની વાટ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે. (ટેક.)

વાળ્યાં વળે નહિ નેણુલાં રે,
ઉત્સુક ઉર ઉચાટ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

ઘેરાં પ્રભાત શાં ઉગીયાં રે,
ઘેરા ઉગ્યા ભૃગુરાજ રે. સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

ઘેરા ઘેરા વાયે વાયરા રે,
ઘેરા ભર્યાં ઉર ભાવ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

ધમ ધમ ઘોડલી આવતી રે,
દેખી ઉરે રસહેલ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

બાંધી લીલાછમ લીમડે રે,
નીરીશ નાગરવેલ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

ઢાળી મ્હેલ્યા એ તો ઢોલીયા રે,
આસન સાજ અનૂપ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

આવી બેસે મારો વીરલો રે,
શોભન સ્નેહસ્વરૂપ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

સોનલ [illegible] સાંકીયા રે,

માંડયા મેં'તા જોડાજોડ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
નણદલવીર ને વીરલો રે,
સાથે જમે ભરકોડ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
પાન સોપરી ને એલચી રે,
વ્હાલભર્યા મુખવાસ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
બીડાં બનાવેલ બેવડાં રે,
આરોગે ઉર ઉલ્લાસ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
સાવ સોનાનાં સખી ! સોગટાં રે,
ચોપાટ રત્નજડીત રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
પાસા ચઢે પુર રંગમાં રે,
વીરો રમે શુભ રીત રે, સાહેલી !
ફાલી ફુલી ફુલવાડીએ રે,
બાંધું હીંડોળો રસાળ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
સોનેરી સાંકળ નાંગરૂં રે,
હિંચે વીરો રઢીઆળ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બજેવનાં રે.
૧ ઉંચા મંદીર ઝરૂખડે રે,
સેજ બીછાવું વીર કાજ રે. સાહેલી !
વ્હેણાં વાય બજેવનાં રે.
ઓઢીક અતલસ સાજ રે, સાહેલી !